# सालीभद्र चरित्र तथा
# नेमराजुलनो विजोग.

આવૃતી બીજી પ્રત ૨૦૦૦

છપાવી પ્રસિદ્ધ કરનાર
શા૦ જેશીંગભાઈ સાતીલાલ.

अमदावादमां

માણેકચોક આગળ સાંકડીશેરીમાં
પરીખ. નથુરામ ગાવરધનના ડેલામાં
"ગુજરાત ગેઝેટ પ્રેસ"માં
પંડ્યા છગનલાલ ગીરધરલાલે છાપ્યો.

સંવત ૧૯૪૨. સને ૧૮૮૭.

કિમ્મત રૂ૦—૨—૦

# સુચના.



પ્રીય વાંચનાર જૈની બંધુઓ આ નામની બુક પેહેલી કહાડેલી હતી અને તે ખપી જવાથી આ બીજી આવૃતી બાહાર પાડવામાં આવીછે તેમાં ઘણા ખરા રાગો તરેહ તરેહવાર નાટકમાં ગવાતા ગાયનોનાં નાંખવામાં આવેલ છે આ નાટક રૂપી રાગો નાંખવાનો મુખ્ય હેતુ એજછે કે હાલમાં ઘણા જૈની ભાઇઓને તથા ઉછરતા યુવાન અવસ્થાનાં બાળકોને આ રાગ ઘણા ઉછરંગભેર ગાવા ગમેછે. વાસ્તે નાટકોનાં ગાયનો ગાયા કરતાં કાંઇક ધર્મ રૂપી તેજ રાગમાં ગાયનો ગવાયતો ઘણુંજ સારૂં થાય અને પોતાના આતમાનું કલ્યાણ થાય તેવું ધારી આ બુક નાટકના રાગમાં રચીછે. ગ્રહસ્થો !! હું કાંઇ જ્ઞાની નથી તેમ હું કાંઇ કવી નથી પણ હું મારી બાલ્યાવસ્થામાં જે કાંઇ શીખેલો તે આપની સેવામાં મુકવા સારૂ મેં આ બુક રચી છે. તે બુકની અંદર કાંઇ પણ ભુલ ચુક આવી ગઇ હોય તો મુજ ઉપર રહેમ નજર કરી સુધારી વાંચવા તસદી લેશો.

લી. આપનો શેવક.

**સા. જેસંગ મોતીલાલ.**

# नेमनाथ तथा राजेमतीनो विजोग.

## પ્રાર્થના.

### શ્રી જગતપતિ. એ રાગ.

મલીનાથજી મેહેરતો કરો,જૈની બંધુઓને નિત્યલક્ષમાંધરો.
મોહ માયાને ક્રોધજમાંથી, મુક્ત કરો જીનરાય;
કુતર્કના સૌ દોસ નીવારી, થાસો સ્તવર સહાય. મલી.
ધર્મ દયા અને સુદ્ધ ભક્તિનું, આપો અમને ગ્નાન;
આ દુષ્ટ પાપ અમારૂ પ્રભુ, કરાવો નીરવાણ. મલી.
જૈન સાસન પરતાપ થકી, મેં આરંભ્યું આ કાજ;
કરસો પુર્ણ શ્રવણ કરીને, નીશ્ચે નમ્ર અવાજ. મલી.
બેકરજોડી જેસંગ મોતી, પ્રણમે વારંવાર;
ચરણ કમલ હું સીસ નમાવી, કહુ તારો* કીરતાર. મલી.

### રાગ ઈંદરસભાનો.

સરસ્વતીનાં ચર્ણે નમીને, કરૂછું હું પ્રણામ;
આ પુસ્તક મુજને પ્રથમજ, રચત્તાં પુર્ણ કરો મુને સહાય.

## નેમનાથનો જન્મ.

### પકડ્યું વિખોટો પ્રિયા સંયોગથી તારા. એ રાગ.

જન્મા એટલે ધામધુમથી નોબતો વાગી;

---

* તારો એટલે ઉતારો.

માત પીતાના ઘડીમાં દુઃખ ગયાં ભાગી. જ૦
ઘેર ઘેર તોરણ બાંધ્યાછે બાહરરે;
ભરી મુક્તાફળ વધાવેછે નારરે. જ૦
એમ કરતાંજ એતો મોટારે થયા;
ક્રીડારે કરવાને નેમનાથરે ગયા. જ૦
સોબતીએ સોબતી સંગાથે છોકરા;
લટકેછે ફલંકા બહુ ફુલનાં તોરા. જ૦
રમત કરતાંજ પોતે જાયછે તીહાં:
દીઠીરે આયુધ્યશાળા છેરે જીહાં. જ૦
નેમ પુછે સાંભળોને ભ્રાત અગારા:
આતે શુંછે કહોને ઉતપાતરે પ્યારા. જ૦
તમારા ભાઈને હાંરે કૃષ્ણજી કહીએ;
તેમને બાંધવા માટે આયુધ જોઈએ. જ૦
શંખ, ચક્ર નેજ ગદા, એરે મોટું નામ;
બીજો કોઇ બાંધવાને ધાલે નહીં હામ. જ૦

---

## હે ચાંપરાજ [૨] તું આંખ ઉઘાડી દેખ. એ રાગ.

ત્યારે નેમ કહે (૨) એમાં શું મોટું કામ;
એમ કહી જબ શંખ લીધો ડમડોળ થયું બધું ગામ.
ત્યારે કૃષ્ણ પુછે (૨) ભાઇ આ શો કરયો ઉતપાત?
નેમ કહે એ બંધુ મારા ગમત કરી લગાર.
દેવ મોરારીએ (૨) વિચાર્યું મનની માંહય:
એને પરણાવું નારી તો બળ બહુ ઓછું એનું થાય.

જો બળ ઓછું (૨) હાંરે થાયજ એનું આંહી;
તો આપણને અહીંઆં રહેતાં હરકત ન પડે કાંઇ.
એવું ધારી (૨) લક્ષ્મીજીને બોલાવ્યાં;
લક્ષ્મી હાજર થઇ કહે શું કામે તેડાવ્યાં.
ત્યારે કૃષ્ણ કહે (૨) નેમને પરણાવો નારી;
તો અમે તમારી બહાદુરીને ખરી ધારીએ ધારી.

આવું જ્યાં કૃષ્ણજીએ લક્ષ્મીને કહ્યું કે તુરત લક્ષ્મીજી નેમનાથને વીવા મનાવા સારૂ ગયાં ત્યાં અગાડી લક્ષ્મીજી કેવી તરેહથી નેમનાથને સમજાવેછે તે નીચે પ્રમાણે—

---

## સુણો દીલ્લી તખ્ત ધરનાર. એ રાગ.

કહેછે લક્ષ્મીજી સુણો નેમનાથ પરણા વીના તો નવ ચાલેરે.
તમે કહેવાઓ મોટાના તન, પરણા૦
માટે પરણવાનું કરો મન. પરણા૦
નેમનાથને નવ મળે નાર, પરણા૦
એવી વાતો કરે સંસાર. પરણા૦
પરદેશ તમારી વાતો થાય, પરણા૦
તે વખતે ઘરની લાજ જાય. પરણા૦
નારી વિના કોણ કરે કામ કાજ, પરણા૦
અમે પાણી ઉનાં નહી કરીએ આંજ. પરણા૦
કોણ કરશે ચાકરી બરદાસ, પરણા૦
નારી વીના તો થશે પશ્ચાતાપ. પરણા૦

ઘરનાં વાસણ [..]રનાં રહે તેજ, પરણો૦
ફાગુ ઢાગરી તમારી સેજ. પરણો૦
માટે અમારૂં કહેવું માનો નેમ, પરણો૦
વશો સુખી ને પડશે ઘણી લેહેર. પરણો૦

આટલું બધું ભાભીઓનું જોરે ભરેલું બોલવું સાંભળી નેમનાથ હસી પડયા એટલે રૂક્ષ્મીજીએ જઇને નેમનાથના ભાઇ કૃષ્ણજીને કહ્યું કે નેમનાથ પરણવાનું નક્કી કરયું પછી નેમનાથ પરણવા જાયછે તે વખતે કેવો કેવો સણગાર પેહેરેલા હતો તે નિચે પ્રમાણે-

---

**લાયાહુ સેજા હેકુ મેં જાકે હીંદુસ્તાન. એ રાગ**

જામો પેહેરયો જરકશી ને માથ કસબી કોર,
કાને કુંડળ ઝગમગે ને દીસે ઝાકમઝોળ જામો૦
કેડે મેલા લપેટીઆને કસબી જેની કોર,
તે દીસે સોહામણી તેની વચ્ચે ટહુકે મોર. જામો૦
આંગુલીએ પેહેરી મુંદ્રીકા ઘણાજ તેમાં રંગ,
તે દીસે સોહામણા હીરાનાં તેમાં નંગ. જામો૦
તોરા કલંકી શોભતા ગળે મોતનકી માળ,
રત્ન જડીત કમરપટો તેમાં ઝુકી રહી તરવાર, જામો૦
પાગે તોડો સોના તણો ને હીરા રત્ન જડાવ,
તે દેખી મનડું ઠરે બન્યો એવો બનાવ. જામો૦

આવી તરેહના સણગાર સહીત બડી આડંબરીથી જાન લઇ પરણવા વાસ્તે ગયા ને ત્યા પશુઓએ પોકાર કેવી ત-

રેહથી કર્યો તે નીચે પ્રમાણે—

**હે ચાંપરાજ (ર) તું આંખ ઉઘાડી દેખ એ રાગ.**

હે નેમનાથ (૨) જો તમો પરણુશો નારી,
સવારનું તો પહોરજ થાતાં ઘાત થશે રે અમારી.
હે નેમનાથ (૨) તમે દયાજ મનમાં જાણી,
આ પસુડા ઉપર પ્રેમ આણી તમે નવ પરણુશો નારી-
ચઉદવિદ્યા ગુણ (૨) બતરીસ લક્ષણા જાણું,
હે દયાળું નેમજનાથ અરે આ અરજ કરેછે પ્રાણી.
તમતણું અમે (૨) વાંરે નથી બગાડયું કાંઇ,
વગર ગુને આ પ્રાણીની કેમ ઘાત કરાવી આંહીં.

આવું પસુઓનું બોલવું સાંભળ્યું કે નેમનાથે પોતાના સારથીને પુછ્યું તે નીચે પ્રમાણે.

**અયે કમજાત પીંગળા તેને દગા દીયા. એ રાગ.**

અરે ઓ સારથીજ આ પોકાર કોણ કરે;
વગર વાંક વિના કોણુ પ્રાણીઓ મરે.
**સારથી**—સુણો નેમનાથ પસુ પાંજરે કરે;
તુમ પરણવાથી પશુડાઓતો મરે

આવું સારથીનું બોલવું સાંભળીને નેમનાથે વિચાર્યું જે અહો એક નારી પરણવાથી આટલા બધા પસુઓની હીંસા થાયછે, વાસ્તે આ સંસાર અથીર છે એવું ધારી પોતે ત્યાંથી રથ પાછો ફેરવ્યો; ત્યારે તેમનાં ભાઈ શ્રીકૃષ્ણએ

રથ ઉભો રાખી કહ્યું તે નીચે પ્રમાણે.

### રાગ ઉપરનો

અરે ઓ બંધુ માહેરા તુમ સુણો એક વાત;
પરણ્યા વિના પાછા જવું, એ આપણો નહીં ઘાટ. અરે.
જેવા તેવાં આપણે નહી, માનો નેમનાથ;
અમ તણીજ વીનતી, માનશે મોરા ભ્રાંત. અરેઓ.

આટલું બધું કૃષ્ણજીએ નેમનાથને કહ્યું તેમ તેમના સસરા ઉગ્રસેને પણ ઘણુંએ સમજાવવા માંડયું પણ તે તેમનાં કહેવા ઉપર કાંઈ ધ્યાન નહીં આપતાં ચાલવા માંડયું. પછી રાજેમતી આવીને નેમનાથના રથ આડી ઉભી રહી નેમનાથને કહેછે. તે નીચે પ્રમાણે—

---

### વૈદરભી વનનાં વલવલે. એ રાગ.

સ્વામી મારા છો સોહામણા સમજો સમજોની નાથ. સ્વા.
જાન સજીને આવીયા ઉગ્રસેનને ઘેર (૨)
તોરણથી રથ ફેરવ્યો કરી પશુ પર મેહેર. સ્વામી.
જાદવ કુળ ઝાંખું થયું કૃષ્ણ બળભદ્રવીર, (૨)
વળી માતાએ સમજાવીઆ તોયે ચાલ્યા થઈ ધીર. સ્વામી.
શરમ મુકીને હું વીનવું સ્વામી સુણી અરદાસ, (૨)
કરૂણા કરી રથ ફેરવો શાને મુકો નીરાશ. સ્વામી.
આઠ ભવજની પ્રીતડી નવી કરી પરમાણ, (૨)
પણ મુજને તે પ્રીતનાં લાગ્યાં રૂદયમાં બાણ. સ્વામી.

## મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી. એ રાગ.

આંખ્યો અંજાવી. પીઠી ચોળાવી બારી
બ.નીઓની પાસે. ગાણાં ઘણાં ગવરાવી.
એવા મોટા ઠાઠથી સરવે ને આંહી લાવ્યા
આ સ્રીય પુરૂષને ભુલા તમેરે ભમાવ્યા.
ચાનક લાગે તો પાછેરા આજે ફરજો,
શુભ કારજ મારૂં આટલું તુમે કરજો.
પાછાય વળીને દેવા માંડ્યુ ત્યાં દાન,
શાવણ શુદ છઠનું મહુરત લીધું ત્યાંય.

---

## રાગ ભર્તુહરી.

### ધીક ચુવા ધીક મુજને. એ રાગ.

નવરે જશો મોરા નાથજી, કહેછે રાજુલ નારજી;
મુજ વિનતી શ્રવણે ધરી, સ્વીકારો મોરા કંથજી. નવ૦
આઠ ભવજની પ્રીતડી નવ મેં તરછોડીજી;
આવું ઘટે નહીં તુમને માનો માનો મોરા સ્વામીજી. નવ૦
તમે તો મુજ તણા પ્રાણ છો જદુવંશીની જાતજી;
ઘરે બેઠા મુજને મળ્યો દુર્લભ તુમનો દેદારજી. નવ૦
એકવાર ઇહાં આવીએ નારી માની નઠોરજી;
મોહ લાગ્યો તુજ સુરતે, ચંદ્રમાથી ચકોરજી. નવ૦
તોરણથી તરછોડીને, શું કાઢો ખાલી ફંદજી;
અમને અણગમતાં કર્યાં, વહાલા વણચર વૃંદજી. નવ૦

ત્રટકે નેહ ના તોડીએ, અટકયા નવ કરીએ આળજી;
સજ્જનને ઇમ છાંડીએ, પાણી છંડેછ પાળજી. નવ૦
તું પ્યારો મુજ પ્રાણથી, તમે હૈડાના હારજી;
નેહે મીઠું રૂપણું, એમ કહે સસારજી. નવ૦
નેહ રહીત જે માણુસા, તે તીણવાતે ઓળખાયજી;
નીચું જુવે નવીહશે, આંગણે ના ધરે પાયજી. નવ૦
સમજુને સમજાવતાં, ના દીશે રૂડી રીતજી;
લાયક સાથે.કીજીએ, પીવા વચરને પ્રીતજી. નવ૦
નીર મીન વીના સરે, પણી પાણીમાં છાપાયજી;
જેહને જીવે જાવું, તેથી કરું ખેંચાતાણજી. નવ૦

---

**મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી. એ રાગ.**

કહે રાજુલ નેમને, અરે તમે શું કરીયું;
મુજને તમે મુકી, દીક્ષા નું મન ધરીયું.
કહે રાજુલ નેમને, મુજને મૂકી તમે જાશો;
તો એક ઘડીમાં અમે ખાઇશું ફાંસો.
આટલું કહ્યું પણ ધ્યાન ન આપ્યું ત્યાંય;
દીક્ષાય લીધી ત્યાં જરા ન લાગી વાર.
સાથેય મુનીવર એક હજારજ વરીયા;
ગીરનારે જઇને ધર્મ ધ્યાન બહુ કરીયાં.
ગીરનારે જઈને કારજ સઘળુ કીધું;
પંચાવનમે દીન કેવળ ज્ઞાન ત્યાં લીધું.
એ કર જોડી જેસંગ કહે ભાઇ સુણજો;

ધર્મ કરશો તો નેમના સુખને મળશો.

આટલું આટલું કેહેવા છતાં નેમનાથે માન્યું નહીં અને ગીરનારે ગયા તે વખતે રાજુલે કરેલો વિલાપ તે નીચે પ્રમાણે.

---

**અચાનક આ શો કોપ કીધોરે કીરતાર. એ રાગ.**

કરે બહુ વીલાપ રાજુલ રાણી રે,
કરમની ગતી મેં તો નય જાણીરે.
આઠ ભવભવની સ્વામી પ્રીત તોડીને,
નવમા ભવ મુને કુંવારી મેલીરે.
આવું નવ કરીએ ઓ નેમ નગીના,
હું જાણું મનથી છો આપ રંગના ભીના.
તમારા ભાઈએ રણમા રઝળાવીરે,
તેતો નારી કોઇ દીન ઠેકાણે નાંવીરે.
તમો તમારા કુળનો રાખો ધારોરે,
આ ફેરે આવ્યાછે તમારોજ વારોરે.
જાન જોડાવીને બહુ જશ રે લીધો,
પાછા રે વળીને અપજશ ઘણો કીધો.
અરર સ્વામી મુને તો મુકીને ગયાં,
આ ગરીબ દાસી ઉપરે નાવીરે દયા.
રચનાર જેસંગ તો કેહેછે રે બાઇ,
સઘળીરે બીના આતો મેંય જણાવી.

આટલું બધું રાણી રાજેમતીનું રૂદન સાંભળી તેની સાહેલીઓ તેને સમજાવેછે તે નીચે પ્રમાણે—

### અયે કુમજાતી પીંગલા એ રાગ.

સુણુ બેની રાજેમતી કેમ રૂદન કરે;
તને એવો સ્વામી બેની શું નહી મળે.
એવા કાળા સ્યામને તુ મોહી કેમ રહી;
અરે બેની તને સ્વામી શુ મળે નહીં.
રાજુલ—સાંભળ બેની તું એને શોવીસું અમે;
અરે તેમનાજ ગુણુ ગ્રાગજે અમે.
જુઓ નેમતોજ ગીરનાર પર ગયાં;
ત્યાંતો કાવશક ધ્યાને ઉભા જઇ રહ્યાં.

આવું રાજેમતીનું બોલવું સાંભળી સાહેલીઓ કહેછે કે અરે!! બેની હવે તું રૂદન કરવું જવા દઇને સારા સારા શણગાર પેહેરને બીજો સારો ભરથાર જોઇ પરણુ ને બેની રૂદન છોડીદે, ત્યારે રાજેમતા કહેછે તે નીચે પ્રમાણે.

---

### કામછે દુષ્ટવીકારી આહાં પ્રભુ કામછે દુષ્ટ વીકારી એ રાગ.

શૃંગાર સું હવે શજીએ, સુણુરે બેની સણુગાર શું હવે સજીએ.
પ્યારો મારો ગીરનારે ગયોજે, હવે અમે શું કીજીએ; શુ.
પીયુના વીનાજે શૃંગાર સજીએ, તેથી આ સંસાર તજીએ શુ.
આ આભુષણુ મુકો કોરાણે, હવે અમે શંજમ લીજીએ; શુ.
આ સંસારતો અથીરજ દીસે, નેમની પાંસે જઇ રીજીએ. શુ.

હવે રાજેમતીએ આ સંસાર અથીરછે એવું ધારી નેમ

નાથની પાસે ગીરનારે જવું ધાર્યું એટલે તેમના પીતા ઉ-
ગ્રસેન આવીને કેહેછે તે નીચે પ્રમાણે.

---

**અરે લાલદેવ ઈશ તરફ જલદી આવ. એ રાગ**

અરે પુત્રી મારી ઓ રાજેમતી,
તું સાય રૂપે તેના મોહતી હતી,
અરે એવો સ્વામી શું નહીંરે મળે,
હે મનમાં ઉચાટ તુ શાને કરે.

---

**અલેફસે તું યાદ કર અલાહકો. એ રાગ.**

એ વચન શુ વદોછો પીતા ઉગ્રસેનજી,
એ શું કહોછો વડીલ જીભથી કરી. એવચનશું૦
અરે ઓ પીતા માહરા શુણજો તમે,
બીજાને ભાઇ સરીખા ગણીએરે અમે. એવચનશું૦

---

**કુંવર કુંવરી મારાં લાડકાં એ રાગ.**

અરે ઓ પીતા ઉગ્રસેનજી, છોડું આ સંસાર;
પતી મારા નેમનીકને, હું જાઉછું આવાર. અરેઓ.
રૂદન તમે કરસો નહી. સુણજો મારા તાત;
પુત્રી તમારી સુંખમાં પડી, એ જાણો સાક્ષાત. અરેઓ
મુજ માતાને કેહેજો તમે, રાજુલ ગઇ ગીરનાર;
ઉચાટ નવ કરસો તમે, તેનો સુધર્યો અવતાર. અરેઓ.

આટલું કહી પીતા પાસેથી શીખલેઇ રાજેમતી ગીરના રે સાહેલીઓ સંગાથે લેઇ ચાલતી થઈ. ચાલતા ચાલતા અડધેથી સાહેલીઓ પાછી વળી અને વરસાદ પણ પડવા માડયો વરસાદ પડવાથી, રાજેમતીનાં ચીર ભીજાએલાં હતાં વાસ્તે તે ચીર સુકવવા ગુફામા ગઇ અને ત્યાં નગ્ન થઇ ચીર નીચોવી સુકવવા માંડ્યાં એવામાં; નેમનાથના ભાઇ રેહેનેમી, તેજ ગુફામા કાવશક ધ્યાને ઉભા રહેલા હતા, એવામાં રેહેનેમીની નજર રાજેમતીના સામી ગઇ. તેથી રેહેનેમી મોહ પાંમ્યા અને કહ્યું જે હે રાજેમતી તું મારી સાથ સંસારનુ સુખ ભોગવ પછી રાજેમતી રેહેનેમીને કહેછે તે નીચે પ્રમાણે.

---

**હે ચાંપરાજ (૨) તું આંખ ઉઘાડી દેખએ રાગ.**

સુણો રેહેનેમી ૨) અરે નજર કરી તમે ખોટી;
સર્વે તપ કર્યા તમે પણ ભુલ રહી મહા મોટી.
જેને દુષ્ટ દ્રષ્ટી (૨) પરનારીની પર ધારી;
તે મનુષ્યાદે નરક તણો છેવટ થાએ અધીકારી.
હે રેહેનેમી (૨) જપ તપ કરીયો તમે ભારી;
છેવટે ચારીત્ર પણામાં નજરના રાખી સારી.
તુમ ભાભીનું (૨) કેહેવું દીયરીયા માની;
ફરીવાર ચારીત્ર લેઇ પાપની કરો તમે હાની.

આવું રાજેમતીનું કેહેવું સાંભળી રેહેનેમીએ વીચાર્યું જે

અહો જીવ મેં આસું આઘોર !! કર્મ કીધું હવે આ પા પનો છેડો હું શીરીતે લાવીશ, એમ મનમાં વીચારેછે; અને પોતાના આત્માને શીખાંમણુ દેછે, તે નીચે પ્રમાણે.

સુણો દીલી તખત ધરનાર. એ રાગ.

ધીક ધીક મુજતણા પ્રાણુ, અઘોર કૃત્ય આશુ કીધું રે
જે કરવાનું નોતું કામ, અઘોર ક્રત્ય.
તેનું આજે લીધું તે નામ; અઘોર ક્રત્ય.
તે વખતે શું ભુલી ગયો ભાન, અઘોર કૃત્ય.
જા જીવ થયો તું ગુલતાન. અઘોર ક્રત્ય.

આટલો બધો પ્રશ્ચાતાપ કરી રહ્યા પછી રાજેમતીની પાશે માફી માગે છે

રાગ ઉપરનો.

અરે સુણુ શાણી રાજેમતી નાર, માફી હું તુજ પાસે માગુરે
તુજને મેંજે આ કહ્યું તમામ, માફી હું તુજ.
તે વીશે રોશ ધરશો ન નાર; માફી હું તુજ.
હવે મુજને તું ગમે તેમ તાર, માફી હું તુજ.
જે નહી કેહેવાના વેણુ. માફી હું તુજ.
તેં મેં કહ્યાં તુમને કેણુ. માફી હું તુજ.

આવું રેહેનેમીનું બોલવું સાંભળી રાજુલ રેહેનેમીને કહે છે. કેહેરેહેનેમી તમો ફરીથી ચારીત્ર લેઇ બરોબર સ્થીરતા મંન થી સંજમ પાળોતો, તમારૂં કરેલુ પાપ નીરવાણુ થાય;

આવું રાજેમતીનું બોલવું સાંભળી રેહેનેમીએ તથા રાજુલે બેહુએ દીક્ષા લીધી અને સંજમ સારીરીતે પાળી મોક્ષ પદ પાંમ્યા.

## દોહરો.

સાંભળજો જૈનીભાઈઓ કહુંછું સઘળો સાર,
સેવા કરજો પ્રભુતણી તરસો આ સંસાર;
ચોવીસ તીર્થંકર ઉપર ધ્યાન ધરજો એક મંન
સત્ય વચન હું ઓચરૂં સુણજો સર્વે જન,
ઉતમ ધર્મછે આપણો જૈન જેનું નામ;
જે ભાવ સહીત સમરણ કરે તેમનું થાસે કામ,
ભક્તી કરી નેમ રાજુલે તરીઆ આ સંસાર.
મુક્તી પાંમ્યા જુવ્તીએ ઉતાર્યા એ ભવપાર,
શીખામણ લેજો બેહુની કરજો જગમાં નામ;
અનેક સુખતો પામશો મોક્ષ ગતીના ઠામ,
ઇષ્ટદેવછે આપણા અધીક પુન્યની પાસ.
સદા આશરો પ્રભુ તહેરો મોહોટો તુજ આધાર!
રચનાર જેસંગ એમ કહે સાંભળજો નરનાર;
જે જૈન ધર્મને સેવસે તે તરસે ભવ પાર.

# સાળીભદ્ર ચરીત્ર

## વરસાદ ચડયો વરસાદ ચડયો. એરાગ

પાય લાગુ પ્રભુ પાય લાગુ, પદ્મ પ્રભુ તુમને પાય લાગુ.
હું તમ પાસે વીનતી કરીને, આ ભવ હું તરવા માગુ. પા૦
હું અપરાધી ને માહ પાપી, કષ્ટ કાપો મારૂરે પ્રભુ. પા૦
શેવકને સદ બુદ્ધી આપીને, પદ્મ પ્રભુ તારો મુજકુ. પા૦
કુડ કપટમાં રમી રહયો હું, બુદ્ધી આપી તમે તારો વીભુ. પા૦
કતો જેશંગ ચરણે નમી કહે, જૈનનું માન વધોજ બહુ. પા૦

## રાગ ઈંદ્ર સભાનો.

સાસન નાયક સમરીએ ને વર્ધમાનજીનચંદ,
અલી વીઘન દુરે હરે ને આપે પરમાનંદ;
સહુકી જીનવર સારીખાને તીરથ ધણી વિશેષ
પરણી જેતે ગાઈએને લોક રીતી સંપેખ.
દાન સીયળતપ ભાવનાને સીવપુર મારગચાર,
સરીખાછે તોપણ છહાંને દાન તણો અધીકાર;
સાલી ભદ્ર સુખ સંપદાને પામી દાન પસાય,
તાસ ચરીત્ર વખાણતાને પાતીક દુર પલાય.
તાસુ પ્રસંગે જે થઈ ને ધનાની પણ વાત,
સાવધાન થઈ સાંભળોને મત કરજો વ્યાઘાત;

રાજગ્રહી નગરીને વિશે પ્રથમ જન્મ સાલીભદ્રનો ભરવાડને ત્યાં હતો ને ત્યાં બહુજ ગરીબ હાલતમાં હતા એક દીવસના સમે સીતળા સાતમનો તેહેવાર આવ્યો.ત્યારે સર્વે ને તીહાં ખીર કરવા માંડી ત્યારે સાલીભદ્ર પોતાની માતાને કહે કે માતાજી આજે આપણે પણ ખીર કરો ત્યારે માતાજી કહે ભાઇ પૈસા વિના ખીર શાની કરીએ.

---

### ચોપાઇ

ત્યારે ચતુર પાડોશણ નાર, આવીને પુછે તેણી વાર
કેમનથી તમે ખીર કરી આજ, તેની કહો મુજને તમે વાત

---

### દોહરો.

સાલીભદ્રની માતા કહે, સુણજો એની વાત.
પાસે પૈસો ના મળે, ખીર શાની કરીએ આજ;
પૈસા વિના કશું થતું નથી, સુણજો મારી વાત.
પાડોશણ બોલી તીહાં, હું આપશું આવાર;

પછી પાડોશણોએ એક ખાંડ આપી બીજીએ દુધ આપ્યું ત્રીજીએ ચોખા આપ્યા, ચોથીએ ઘી આપ્યું પછી સાલીભદ્રની માતાએ ખીર કરી.

---

### દોહરો.

હવે નીપજ્યાં ખીરને, વાર ન લાગી ત્યાંહ,
કારણ સકળ મળ્યા પછી, કારજ સીધ્ધજ થાય;

બોલાવી બાળક ભણી, બેસાડી સસનેહ.
માતા અતી હરખીત થઈ, ખીરજ પીરસે તેહ;
અતી ઊની જાણી કરી, ઠારે દઈને ફુંક.
થયું એક અચરજ તીસે, સુણજો આળસ મુક;

હવે સાલીભદ્રની માતા પાણી ભરવાને ગયાં ને પાછળ કેવી રીતે એક અચરજ કામ થયું તે નીચે પ્રમાણે.

---

**મેંતો શાહજાદા કુંદન ચલીયાંરે (એ રાગ)**

ખીર કરી માતા જળ ભરવાને ગયાં,
માસ ખમણના મુની ત્યાં પધાર્યા. ખીર કરી.
ત્યાં શાલીભદ્ર મુનિને શીશ નમી;
કહે મહારાજ જોગવઇછે સારી. ખીર કરી.
હોરાવા ગયા મહારાજ અગાડી;
ખીર હોરાવી દીધીરે બધી. ખીર કરી.
પણ મનમાં કશું આવ્યુંરે નહીં;
એવું આપણાથી થવાનુંરે નહીં. ખીર કરી.
કહે જેશંગ સર્વેને શીષ્ય નામી;
આવું કામ સદા કરજોરે ભાઇ. ખીર કરી.

એટલામાં સાલીભદ્રની માતાજી જળ ભરીને આવ્યાં તે ત્યાં સાલીભદ્રને થાળી ચાટતાં જોઈ વિચાર કરે છે કે મ-હારો પુત્ર હજુ કેટલો ભુખ્યો છે કે મેં આસામીની ખીર કરેલી તે ખાઈ ગયો તો હજુએ થાળી ચાટે છે ને ફરાંસે

નહીં આવી રીતની માતાનિ દ્રષ્ટી બેઠા થકી પુત્ર મરણ પામીને રાજગ્રહી નગરીને વિષે ગૌભદ્ર શેઠને ત્યાં જન્મ પામ્યા.

---

### હતી ઉમેદ જે મન વીશે તે પુરી કીધી ઈશ્વરે

( એ રાગ. )

રાજગ્રહી નગરીમાં ગૌભદ્રાને તીહાં જન્મ થયો;
ગૌભદ્રશેઠને હરખ વધ્યોજ ઘણો,
માતા ભદ્રાજી પ્રભુજીની પ્રાર્થનાજ કરે.
મારા સાલીભદ્રની સાહેબી અખંડ રહે,
ગૌભદ્રશેઠે તીહાં સાલીભદ્રને પરણાવીઆ;
સાલીભદ્રના કાજે બત્રીસ નારી લાવીઆ,
પછી ગૌભદ્રસેઠે ત્યાંય દીક્ષાય લીધી.
હવે અણુસણુ કરવાની તૈયારીજ કીધી,
પછી સીદ્ધ ગીરી જઈને અણુસણુજ ત્યારે કીધુ;
હવે તેમને તેનું ધ્યાન તો ધરીજ લીધું.
પછી ત્યાં કાળકરી પોતે દેવતાજ થયા.
હવે જેસંગ કહે સારૂ કામ કરતાં ગયા,

પછી કાળકરી ગૌભદ્રશેઠ દેવતા થયા ને સાલીભદ્રના કાજે હમેશાની નવાણું પેટીઓ આકાશ માર્ગેથી ગૌભદ્રશેઠ મોકલે જાય છે તેમાં તેત્રીસ દાગીનાની ને તેત્રીસ વસ્ત્રની ને તેત્રિસ પકવાનની ઉતરે જાય છે આવી સાહેબીમાં સાલીભદ્ર સુખ ભોગવે છે ને ધરતી આભ તો દીઠો નથી.

## રાગ ઈંદ્ર સભાનો.

એક દીવસના સમે ને, આવ્યો વણઝારો ત્યાંય;
હે રત્નકામળ પાસે લઇ ગયો રાજાને દરબાર.
વણઝારો રાજાને કહે આ રત્ન કામળ કોઇ લેય,
ત્યારે રાજાએ ત્યાં પુછીયું ભાઇ રત્નકામળનું શુ લેછ.
વણઝારે ત્યાં કીમત કરી તમે સુણજો શેર્ણિકરાય
હે રત્ન કામળ એકનાતો સવાલાખ ગીની થાય;
ત્યારે રાજા શેર્ણિક કહે તમો શુણો વણઝારા વાત
આવા ઝાઝા મુલની કામળ તે મારાથી કેમ લેવાય

પછી વણઝારો ઊદાસ થઇને મનમાં વિચાર કરે છે કે આ મોટી નગરીમાં રાજા શેર્ણીક સરખાએ આ રત્ન કામળ એક પણ ના રાખી તો આ સોળ રત્ન કામળો તે મારે કયાં વેચવી.

---

## છોકરાઓ આવો છાપકાંટે રમીએ આજરે (એ રાગ)

ગામમાં વણઝારો જઇને પુછે લોકોને,
આ ગામમાં કોણરે શેઠરે કહેવાયરે;
તુમે બતલાવો મારા ભાઈ (૨) હું તમને કહું શીરનામી
સુણજો ગામના. લોકોરે. ગામમાં
કહેછે લોકો ત્યાંયરે તું શુણ વણઝારા આંહ્યરે,
સાલીભદ્ર કહેવાયે (૨) તેનું નામ પુછતો જાએ;
તો રત્ન કામળો તો તારી તેય લેશેરે. ગામમાં.

નામ પુછતો જાયરે આવ્યું તેમનું ઘર ત્યાંયરે;
ગયો વણઝારો તે ઘરમાં (૨) ખુશી થયો એમનમાં,
ઘરમાં જઇને એમ કહે કામળ રાખોને. ગામમાં.
સાલીભદ્રની માયરે પુછે વણઝારાને ત્યાંયરે,
તું કેટલી લાવ્યો આંહી, (૨) તું જલદી કહેમારા ભાઈ;
જેટલી હશે તેટલી કામળો લેશુંરે. ગામમાં.
વણઝારો વિચાર કરે, રાજા શેર્ણિક તો એક નલે,
આ પુછે સોળ કામળનું, (૨) તેમનાથી કેમ લેવાયે;
ત્યાં વણઝારો એમ મનમાં વિચારજ કરેરે. ગામમાં.

પછી વણઝારો મનમાં વીચાર કરે છે કે રાજા શેર્ણિક સરખાએ તો એક કામળ ના લીધી ને આતો શોળે કામળનું મુલ પુછે છે તે તેમનાથી કેમ લેવાશે પછી વણઝારે ત્યાં સોળે કામળોની કીમત ૨૦ લાખ ગીની કહી તે વણઝારાને ૨૦ લાખ ગીની રૂપૈઆ આપીને રત્ન કામળો સોળે લીધી પણ સાલીભદ્રની માતા ભદ્રાજી વીચાર કરે છે કે નારીઓ તો બત્રીસ છે ને કામળો તો સોળ છે પછી અકેક કામળના કકડા બબે કર્યા ને બધીને અકેક કકડો આપ્યો પણ તે પેહેર્યાને બરોબર સોભ્યા નહીં તેથી બધી નારીઓ એ સાસુના પગે લુઈ લુઇને ખાળકુવામાં નાખી દીધા તેમાંનો એક કડકો બહાર રહી ગયો તે ઢેયડીના હાથમાં આવ્યો તે ઓઢીને ઢેયડી વાસીદુ વાળવાને રાજાના દરબારમાં ગઇ તે રાજા શેર્ણિકની સ્ત્રીએ તે રત્ન કામળ જોઇ પછી રાજા શેર્ણિકની સ્ત્રી રાજા શેર્ણિક ને કહે કે તમારાથી તો એક

કામળ ન લેવાઈ ને આ ઢેયડી ઓઢીને આવી છે શું હું ઢેયડી કરતાં ઊતરી પછી રાજા શેણિક ઢેયડીને પુછે છે. ને ઢેયડી જવાબ દે છે.

---

**રાજા વાત કહું છું સાચી પરણ્યો સાથ મારીરે (એરાગ)**

રાજા વાત કહું છું સાચી કામળ મારી નથી,
કામળ મારી નથી કામળ મારી નથી. રાજા
હું ગઇ વાસીદુ વાળવા શાલીભદ્રને અહીં,
રત્ન કામળ ખાળકુવાની બહાર પડીતી તહીં. રાજા
રાજા કહે ચાલો રાણી તુમે અમારી સાથ,
સાલીભદ્રનાં દરસન કરવા જઈએ આપણે આજ. રાજા
રાજા શેણિક લશકર સાથે દરશન કરવા કાજ,
ત્યાં અગાડી દરશન કરવા અવ્યો આપોઆપ. રા.
ભદ્રાજીને ખબર પડી કે આવે શેણિક રાય,
સાલીભદ્રની માતા કહેછે મળવા આવે રાજ. રાજા
શાલીભદ્ર કહે માતાને સુણજો મારી વાત,
કરીઆણું આવ્યું તેને લેઈ નાખીદો વખાર. રા૦
કહે ભદ્રા પુત્ર માહરા સુણજો મારી વાત,
કરીઆણું નથી એછે મોટા શેણિક મહારાજ;
રાજા વાત કહુંછું સાચી કામળ મારી નથી.

હવે રાજા સાલીભદ્રને ત્યાંય સાલીભદ્રને મળવા મા-આવ્યા ને જયાં ઘરમાં ગયા કે ગુલતાન થઇ ગયા તે

સાથી, આ તેમના ઘરમાં હીરા રત્નના ઢગલે ઢગલા જો-ઇને પછે રાજા શેણિક બેઠા ને સાલીભદ્ર એક માળ ઉત-રીને રાજાની પાસે આવ્યા કે રાજા તરત મુરછા ખાઈ ગ-યો સાથી જે સાલીભદ્રનું રૂપજોયું હોય તો જાણે ચંદ્રમા-ના પ્રકાશની પેઠે ખીલી રહયું હતુ, પછી રાજા સેણિકને સાલીભદ્રની માતા ભદ્રાંજી કહે સાહેબ જમીને જાવ પછી રસોઇ બનાવી તેમાં બત્રીસ ભાતની રસોઇ ને તેત્રીસ ભા-તનાં શાક પછી રાજા શેણિકને સાલીભદ્રની મા ભદ્રાજી ક-હે કે સાહેબ નાહાવા વાસ્તે બેસો ને રસોઇ તૈયાર થઈ છે પછે રાજા શેણિક નાહાવા વાસ્તે બેઠા ને નાહાવાના પા-ણીમાં તરેહ તરેહ વાર અતરની ખુશબો રહી ગઇછે તે જોઇ રાજા મગ્ન થઇ ગયો પછી રાજા શેણિક જમીને પોતાને ઘેર ગયાં ને સાલીભદ્ર મનમાં વિચાર કરેછે કે હજુ પણ મારે માથે ધણીછે માટે મેં પેલા ભવ કાંઇ પાપ કર્યા હસે પછી પોતે રોજની એકેક નારી છોડે જાય છે,

---

## કપુર હોએ અતી ઉજળો (એ રાગ)

એક દીન ધન્નો નાહાયછે, નવરાવે સુભદ્રાયરે;
આંખમાંથી નીર પડયું તીહાં ધન્નાની ઊપરરે. એક.
ધન્નો પુછે ઓ સુંદરિ, તુજને શું દુખ થાયરે;
સુભદ્રા કહે સાંભળો, મુજને કશું નવ થાયરે, એક
કહે ધન્નો સાચું બોલ સુંદરી. તુજને છે મારા સમરે
ત્યારે ત્યાં સુભદ્રા કહે, શાલીભદ્ર વીર કહેવાયરે. એક૦

એ રોજ નારી એક તજે, એછે ખોટુ કામરે;
ધન્નો કહે સુણ સુંદરી, એ ગાંડા કહેવાયરે. એક
શામટી તજે શું થાયછે, ત્યારે સુંદરી કહે સુણો રાજરે
કહેવું સેલું કરવું દોહલું, ત્યારે ધન્નો કહે આ
વારરે એક૦
સુંદરી કહે શ્વામી સાંભળો, હું અમથી કહેતી રાજરે
મારા ઊપર નેમે રીસ કરો, આ નારીઓનો સો
વા કરે. એક દીન.

પછી ધન્નાશા ત્યાંથી નીકળીને શાલીભદ્રને ત્યાં આ॰ વીને સાલીભદ્રને કહે કે એ શાલીભદ્ર સું કયારનો એકેક નારી તજયા કરેછે ચાલ મારી સંગાથે પછી શાલીભદ્રને ધન્નશા બંને જણા ત્યાંથી નીકળ્યા. ને દીક્ષા લીધી ને દીક્ષા લઇને વગડામાં ગયા ને કાવશક ધ્યાને ઉભા રહ્યા પણ સાલીભદ્રની માતાજી એ બહુ રૂદન કરવા માંડયું ત્યારે પાછા વળી ને લગાર મોહ દશાના રાગમાં જોયું તેથી કરી દેવતાની ગતી થઈ ને ધન્નાશા મોક્ષ ગતીને પામ્યા. ઇતિ

---

## વીનંતી.

**ગુલ ચમન બાગમે બીછુ છુપા બડા જેરીહે એ રાગ.**

**જૈન ભાઇઓને વીનંતી કરૂ શીર નામી,**
**આ ગ્રંથ રચ્યો તેમાં જો હોય કાંઇ ખામી;**

તો ગુણીજન આલકો વીચારી આપ વાંચો,
આ રચનાર ઉપર કાંઇ ન લાવશો ખાંચો;
મેં અલ્પ બુદ્ધીથી ગ્રંથ રચ્યો આ ઠામે,
એક બીજી ચોપડી કાઢવાનું મન થાએ;
આ ચોપડી મારી જે બાઇઓએ રાખી,
તે ચોપડી વાંચી મનમાં થશે બહુ રાજી.
બહુ દોહરા ને વળી રાગ ઘણારે બનાવ્યા.
આ એક માસની અંદર બાહારજ પાડયા;
આ વાંચી બીજી મંગાવો મારા ભાઇ,
આ જેશંગ તમને કહે છે શીરજ નામી.
ઈતિ ગ્રંથ સમાપ્ત થયો છે આજે પુરો,
તેમાં તો કાંઈ નથી રહયો અધુરો.

---

## લલિત છંદ.

ભવ સમુદ્રમાં જીવ તું ભમે,
ખળ થઈ ખરે દુખડાં ખમે;
ધરમ ધારીને નાં સધાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૧
મન થકી કરયાં મ્હેલ માળીયા,
ઝળકતાં ધરયાં ગોખ જાળીયાંગ
સરવ મૂકીને મરણ થાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૨
ઘર વિષે ઘણી રાંખિ ગાડિઓ,

ખુબ નચાવીને જગત લાડીયો;
નફ્ટ પ્રાણીઆ ન્યાલ થાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૩
કપટ કેળવી માલ મેળવી,
અજસ કામમાં આપ ભેળાવી;
રૂદય રાતડો રાજી થાયરે,
મનુષનો જુઓ જન્મ 'જાયરે. ૪
બહુ ગમે જવું બાગ બંગલે,
વખત વિતતાં શી થશે વલે;
જમથી જીવડો આ ઝલાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૫
ધન કમાઇને એકઠું કરયું,
ખણી જમી ખરી ધુળમાં ધરયું;
નથીજ આવતું કામ કાંયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૬
અગની બાળશે ચોરીએ જશે,
પણ દરિદ્રિયી દાનાં થશે;
ઉત્તમ કામમાં ન અપાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૭
સમજ જીવડા શી ગતિ થશે,
ધુરત ચાર તો નરક નાંખશે;
ઉર ધરી કરો કો ઉપાયરે,
મનુષનો જુઓ જન્મ જાયરે. ૮

પરમ પાસજી પાય પુજતાં,
પ્રસન ચિતથી પાપ પ્રજતાં;
કેશવ નાથતે ગુણ ગાયછે,
મનુષનો જુઓ જન્મ જાયછે. ૯

---

## શ્રી સુમતિનાથ સ્તવન

**(નાથ કૈસે ગજકો ફંદ છોડાયો એ દેશી)**

સુમતિ જિન તુમ ચરણે ચિત દિનો,
એતો જનમ જનમ દુખ છીનો. સુ૦ એ આંકણી
કુમત કુટલ સંગ દુર નિવારી.
સુમતિ સુગુણ રસ ભિનો;
સુમતિ નામ જિન મંત્ર સુણ્યોહે,
મોહ નીંદ ભઇ ખીનો. સુ૦ ૧
કરમ પર જંગ બંક અતિસિજ્યા,
મોહ મુઢતા દીનો;
નિજ ગુણ ભુલ રચ્યે પરગુણમેં,
જનમ મરણ દુખ છીનો. સુ૦ ૨
અબ તુમ નામ પ્રભંજન પ્રગટયો.
મોહ અભરા છય કીનો;
મુલ અજ્ઞાન અવિરતિ એતો,
મુલ ભય ભયો તિનો. સુ૦ ૩
મન ચંચલ અતિ ભ્રામક મેરો,

તુમ ગુણ મકરંદ પીનો;
અવર દેવ સબ દુર તજુંહુ,
સુમતિ ગુપતિ ચિત દીનો. સુ૦ ૪
માત તાત તિરીયા સુત ભાઇ,
તન ધન તરૂણા નવીનો;
એ સબ મોહજાલ કી માયા,
ઈન સંગ ભયો હે મલીનો. સુ૦ ૫
દરસન જ્ઞાન ચારિત્ર તિનો,
નિજગુણ ધન હર લીનો;
સુમતિ પ્યારી ભઇ રખવારી,
વિષ ઈદ્રિ ભઈ હિનો. સુ૦ ૬
સુમતિ સુમતિ સમતા રસ સાગર,
આગર જ્ઞાન ભરીનો;
આતમ રૂપ સુમતિ સંગ પ્રગટે,
સમ દમ દાન વરીનો. સુ૦ ૮

---

## શ્રી સીદ્ધાચળજીનું સ્તવન.

(હમકું છાંડ ચલે બન માધું એ દેશી).

અબતો પાર ભયે હમ સાધુ;
શ્રી સિધાચલ દરશન કરીરીરે. અબતો. એ આંકણી.
આદીશ્વર જીન મેહેર કરી અબ,
પાપ પડલ દુર ગયોરે;

તન મન પાવન ભવી જન કેરા,
નીરખી જીનંદ ચંદ સુખ થયોરે. અબતો ૧
પુંડરીક પ્રમુખા મુની બહુ સીધ્યા,
સીધ ત્ર હમ નાચ લહ્યોરે,
પશુ પંખી ઉહાં છીનમેં તરિયા,
તો હમ દ્રઢ વીશ્વાસ પ્રતારે. અબતો૦ ૨
જીન ગણધર અવધી નન નાંહી,
કોણ આગે હું પોકાર કરૂં રે;
જેમ તેમ કરી વિમલાચલ ભેટયા,
ભવ સાયરથી નાંહી ડરૂરે. અબતો૦ ૩
દુર દેશાતરમેં હમ ઉપને,
કુગુરૂ કુપંથકુ જાલ ફર્યા રે;
શ્રી જીન આગમ હમ મન માન્યો.
તવ હી કુપંથકો જાલ જર્યો રે. અબતો ૪
તો તુંમ સરણ વિચારી આયો,
દીન અનાથ કુ શરણ દીયોરે;
જો વિમલાચલ પુરણ સ્વામી.
જનમ જનમકો પાપ ગયોરે. અબતો૦ ૫
દુરભવી અભવ્ય ન દેખે,
સુરી ધનેશ્વર એમ કહ્યો રે;
વિમલાચલ ફરસે જો પ્રાણી,
મોક્ષ મેહેલ તેણે વેગે લહ્યોરે. અબતો૦ ૬
જયો જગદીશ્વર તું વિમલેશ્વર,

પુરવ નવાણુ વાર થયોરે;
સમવસરણ રાયણ તલે તેરો,
નીરખી મમ અઘ દુર ગયોરે. અબતો૦ ૭
શ્રી વિમલાચલ મુજ મન વશીયો,
માનું સંસારનો અંત થયોરે;
જાત્રા કરી મન તોષ ભયો અબ,
જન્મ મરણ દુખ દૂર ગયોરે. અબતો૦ ૮
નીરમલ મુંનીજન જો તેં તાર્યા,
તેતો પ્રસિધ્ધ સીદ્ધાંત થયોરે;
મુજ સરીખા નિંદક જો તારો,
તારક બીરૂડ એ સાચ લ્હોરે; અબતો૦ ૯
જ્ઞાન હીન ગુણ રહિત વીરોધી.
લંપટ ઢીઠક પાછ ખરોરે;
તો વીન તારક કોઇ ન દીસે,
જો જગદીશ્વર સીધ વરોરે. અબતો૦ ૧૦
તીર્યંગ નરક ગતી દુર નીવારી,
ભવ સાયરના પીડ હરીરે;
આતમરામ અનઘપદ પામીત,
મોક્ષ વધુ અબ વેગ હરીરે. અબતો૦ ૧૧

---

## શ્રી આદીજીનં સ્તવન.

[માતાજી મને મેહેર કરી રજા આપોરે [એ રાગ.]

આદી જીન અંતર જામી જગં વીશરામી અંદારે.

ભેટતાં ભવ દુખ જાયે, શેવંતા શીવ સુખ થાયે. આદી.
એ આંકણી.

મરૂદેવીના જાયારે, નાભીરાયા કુળ આયારે;
પાંચશે ધનુષની કાયા, રીષભ લંછન છે પાયા;
કંચન વરણી છે કાયા, શેવે ઈદ્રજ પાયારે. આદી. ૧
પુજા કરવા આવુંરે, કેશર ચંદન લાવુંરે;
બહુ ઠાઠ પાઠસે પુજું, મુજ મનડું તુમસેં રીઝયું;
કરમેથી કારજ રિઝયું, વંદુ બે કર જોડીરે, આદી. ૨
પુજા મન અવધારોરે, શેવકને અબ તારોરે;
હું રહું તમારી આશે, આનંદ અતિ ઉલ્લાસે;
શીવ કેલી સુખ નીવાસે, લ્યો આશુ તુમ પાસેરે. આદ. ૩
વીધીએ જે પ્રભુ પુજેરે, તસ પાપ કર્મ સબ ધ્રુજેરે;
શીવ સુખનો સ્વાદ તે ચાખે, જ્ઞાની એમ શાસ્ત્રે ભાખે;
કુમતીઓ પાપી તર્ક કરે, અજ્ઞાને ભર્યારે. આદી. ૪
એક નવ ત્રણ સગ(૧૯૩૭)સાલેરે, શુભ અષ્ટમ માસ રસાલેરે;
ઉજવલ ચઊદશ દીન રૂડો, ખંડન મત કરવા કુડો.
જૈન ધર્મ પ્રસારક મંડળી, પ્રેમે આ સ્તવ ભાખેરે. આ. ૫



# જાહેર ખબર.

જે કોઈ ગ્રહસ્થને આ બુક લેવાની મરજી હોય તેઉ સાહેબોએ નીચેના સરનામે પત્ર લખવો અને કીંમત ચોપડીના પુઠાની ઉપર જે લખવામાં આવેલ છે. તે પ્રમાણે લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં આવશે નહીં.

અમદાવાદ. ઠે. ઘાંચીની પોળમાં. | **શા. જેશંગભાઈ મોતીલાલ,**

# નવીન જાહેરખબર.

ગ્રહસ્થો આ બુક જે રાગમાં રચવામાં આવીછે તેવીજ બુક શુલીભદ્ર શીયળવેલની હવે પછી બહાર પાડવામાં આવશે. અગાઉ ગ્રાહક થનારની પાસેથી ફકત જુજમાં જુજ કીંમત રૂ૦-૧-૦ લેવામાં આવશે અગાઉ ગ્રાહક થનારનું મુબારક નામ લીષ્ટમાં દાખલ થશે. જેઉ સાહેબોને લેવાની મરજી હોય તેઉ સાહેબોએ નીચેના સિરનામે પત્ર લખવો. નાટપેડ પત્ર લેવામાં આવશે નહીં.

અમદાવાદ. | શા જેસંગ મોતીલાલ. ઠે. ઘાંચીની પોળ.<br>મોહનલાલ જેઠાભાઇ. ઠે. લવારની પોળ.